# "ચંડાળ-ચોકડી"

પારસી સંસારી રમુજી ખેલ.

લખનાર—ગુલફામ

ભજવનાર—

ઓરીએન્ટ એમેચ્યુઅર્સ.

છપાવી પ્રસીધ્ધ કરનાર—

જહાંગીર આદરજી માસ્તર.

૧૯૩૦.

૨૭ વરસ સુધી સ્ટેજ સેવા બજાવી ૭૧ હજાર રૂપિયાની સખાવતમાં ભાગ આપનાર વેટરન એમેચ્યુઅર.



મી૦ નવલ મ. માદન.

# દીબાચો.

—:o:—

## આજનો યાદગાર પ્રસંગ.



પરવરદેગારની મહેરબાનીથી આજે એક યાદગાર પ્રસંગ આવી પુગ્યો છે એમ કહેવામાં હું ધારૂં છું કે હું સરાધાત કરતો નથી, પારસી એમેચ્યુઅરો ઘણી મોટી સંખ્યામાં થઇ ગયા છે અને થતા રહયા છે પણ કદાપી એક એમેચ્યુઅરની ૨૬ વરસની નમુનાદાર કારકીરદીને માટે બેની-ફીટ નાઈટથી પ્રસંશા કરવામાં આવી હોય એવી નોંધ થઇ નથી. અલબતાં ઘણા પારસી એમેચ્યુઅરો સારૂં કામ બતાવી ગયા હશે, પણ તે સર્વથી ઉતમ પ્રકારના અને આખી પારસી કોમનાં માનીતા થયા હોય તેવા, એકુ બે નાની આંગળી ઉપર ગણાય તેટલી સંખ્યાના એમેચ્યુઅરોમાં, બેશક ભાઇ નવલ માદન સમાઇ જાય છે. બીજાઓ સાથે સરખામણી કરવાનું કડવું થઇ પડશે; માટે સરખામણીની બાબત એક તરફ મુકતાં મારે જણાવવું જોઇએ કે મી૦ નવલ માદને અને તેવણના ગોઠયા ભાઈ દીનશાહ તાતાએ સર્વથી ચઢીયાતા પારસી એમેચ્યુઅરોનાં નામની ટીપમાં પોતાના નામ દાખલ કરાવ્યાં છે. મારા સઘળા એમેચ્યુઅર હસ્તકનાં નાટકોમાં પ્રથમથી હમણાં સુધી, ભાઇ નવલ માદને ભાગ ભજવ્યા છે; અને તમ કરતા એવણે મને એટલો તો આનંદ ઉપજાવ્યો છે કે એવણના પાર્ટ વિનાનો નાટક મને લખવા ગમ્યો નથી, અને એવણ મારા કોઈ નાટકમાં ભાગ ભજવે નહીં તે મને ગમ્યુ નથી.

સખાવતની કામો અને દીલચાલોમાં ભાઇ નવલ માદને અને તેવણના જોડીદાર ભાઇ દીનશાહ તાતાએ આડકતરી રીતે હજારો રૂપીઆની મદદ આપી છે અને મુંબઈમાં તેમજ બાહેરગામ જઇને તેવણે પોતાની ટોળી સાથે મહેનત કરીને સખાવતોની બાબતમાં ફાળા ભર્યા છે. આવા એક એમેચ્યુઅરની ૨૬ વરસની કીરતીવંત કારકીરદીની પીછાણમા આજે મારો આ નાટક સ્ટેજ થતો જોઇ મને ખુશાલી અને આનંદ ઉપજે છે અને આ યાદગાર પ્રસંગે આ બે બોલ લખી મારી તરફની એ ભાઇ માટેની વખાણની લાગણી જાહેર કરવાની તક લઉં છું.

હું દુઆ ગુજારૂં છું કે ભાઇ નવલ માદને જે રીતે એક કસાયલા, મંડાયલા અને સમજદાર એમેચ્યુઅર ખેલાડી તરીકે, અને ઉતમ મઝમુન સાથના ગાયણોના રચનાર તરીકે, જે ૨૬ વરસની કારકીરદી ગુજારી છે, તેવાજ બીજી ૨૬ વરસની બલકે તેથી પણ વધુ લાંબી મુદતની કારકીરદી ગુજારી ખાસોઆમની પ્રસંશા મેળવતાં રહે.

રવીવાર,
તા. ૩૦-૧૧-૩૦.

લી૦ દુવાગો,
ગુલફામ.

| રંગ ભુમીના રંગારીઓ. | તેઓની ઓળખ. |
| --- | --- |
| નાદીરશાહ ચીનાઈ... | ...ચીનમાં બ્રીટીશ સરકારી મોટા ઓધા ઉપરથી રીટાયરડ થયલો શેઠીયો;—બહારનો ભપકો પણ ફરજંદદાર; ઘડીમાં ખીજવાય ને ઘડીમાં હસે. |
| જમશેદ ... | ...નાદીરશાહનો છોકરો જેને ઉંઘમાં ચાલવાની આદત છે. |
| શીરીન ... | ...નાદીરશાહની બેટી,—કેકીના હાથની ઉમેદવાર. |
| કેકી ... | ...શીરીનનો આશક;—જેમી અને જેહાંબક્ષનો કોલેજ-ફ્રેંડ. |
| બેજનુ બખીલ | ...લખપતી મનહુસ; પાપી, કાવત્રાંબાજ અને લોભી. ચંડાળ-ચોકડીનો પ્રમુખ. |
| જેહાંબક્ષ ... | ...ભલો જવાનીયો; બુરા સાથે બુરો ભલા સાથે ભલો. ચંડાળ-ચોકડીનો સેક્રેટરી. |
| ધનજુ ઘાસલેટ | ...ટેમ્પરંસ સોસાયટીનો હડહડતો શત્રુ—ચંડાળ—ચોકડીનો મેમ્બર. |
| દોરાબી ગાવડી | ...ઉસ્તાદ ગુનાહગારોના કાન કાપે એવો મતલબ ઘેલો—ચંડાળ—ચોકડીનો મેમ્બર. |
| હીરજો ... | ....જેહાંબક્ષનો ગામડીયો નોકર. |

( સ્થળ—મુંબઇ અને વાંદરા. )

બનામે ખુદા.

# "ચંડાળ—ચોકડી."

## ગાયનો.

૧

પ્રાણ પ્યારા હે સરજનહારા રે શકે કોણ વખાણી ગુણો તારા,
તારી કારીગીરી કરતારા રે થાહ લેતાં ડુબ્યા લાખો તારા.
ના જુએ પાપી, ના જુએ જાપી ના જુએ સારા નઠારા,
તોબા કરી પસતાયા જે દીલથી દીધા બહીશ્તે ઉતારા રે—
ચાહે તો મારે, ચાહે તો તારે જરરા બનાવે શેતારા
જોશી નજુમી રહે ખાક ચુમી, ન વરતે તારા વરતારા રે—

૨

પરની નારી જોઇને ન ચીતને ડોલાવવું,
પરણી બૈરીને ખરી ગણી ન ફંદે આવવું.
પારકી તે પારકી તેનાથી શું મલકાવું,
આપણી ખરી ખોટી ગણીને ગાડું ગબડાવવું.
કોઇની નથી એ નારી સારી લાગે છે,
ઉંઘમાં પડેલો જાણે છે કે જાગે છે.
મન માને તે કરવામાં સાર છે સંસારમાં,
મોજ છે બધામાં પ્યાર કે પયજારમાં.
પારકું લીધાથી ચોર થાશો પોતાનું ખોયાથી પસતાશો,
ચેતી ચાલશો તો અન્ન ખાશો, સાચી નારી જાણી અથડાશો.

૩

ભાઇ બઇરાંની ગારે તેનો અર્થ સદા સારો,
તેને તમો દુવાઓ માનો; ઓ ભાઇ તમે તેને દુવાઓ માનો.
ભાઈ સમજો ઉઘાડી કાનો, માઠો માનો છો બોલ શાનો,—ઓ ભાઈ.
બેહેન ગારો તે ગારો, છે પાપોનો ભારો,
તેને કાંહાંથી આશીશ માનો; બેહેન તેને કાંહાંથી આશીશ માનો.
માતા જો બચ્ચાંને જા જા મુવા કહે, લાગે ન થઇ તે ગાર,
ઉમરને વધારે, વધે ગારે ગારે, વીપતથી ઉગારે તે પરવરદીગાર.

૪

સંસાર મહીં યાર જોઇં બહાર,
બેકાર ને બેજાર કોઇ અપાર,
કોઈ ખુવાર મહીં છે બેસુમાર.
યાર જો મલે ગમખ્વાર,
પ્યાર આપી દીલ હરનાર;
સુખ હજારો હજાર પ્રેમના પછી પુકાર,
યાર જો મલે ગમખ્વાર, બેહેસ્તનાં છે ખુલ્લાં બાર.
જગમાં જશ પ્યારને વશ, રાખે લાખ તરેહના રસ
ઓ જોયું જોયું જગ છે રૂપે પ્યાર—

૫

ચાહ તમને હું ચહાથી પીવડાવું,
ચહાના ચહામાંથી ચાહ બનાવું.
(હેંકયુ) ઉપકારી જીગરથી હું થાવું,
તે ચાહને ચહાથી હું ચહાવું.
ખરા ચહાની ચાહ હું નખાવું,
ગરમ જીગરનું પાણી નમાવું.
(ગમશેની ?–જરૂર.)
મહોબત મીઠાશની સક્કર પીઘલાવું,

પ્રેમ ફુધ હું પ્યારથી નખાલું:—ચાહ.
FORGET-ME-NOT નું પ્યાલું હું લાવું,
જેથી તમ જીગરથી હું ન વીસરાવું.
(વીસરશો કે ?-NEVER.)
તે ચાહ પર દીવાનો હું થાવું,
જીવતાં જીવત બહેસ્તમાં જાવું.

૬

હાં એબી કરમની કહાણી--
હાલ્લાં મહી હાથ નાખું તીખ્ખું ખાવા હાખ,
આવે કપાએલું કોઇ નકટી બાઇનું નાખ.—એબી.
હુઈને બીછાણામાં કરૂ પયણુવાનો વીચાર,
હપના મહી ઉભી રેહે દાકણો હહ બાર.
નોકરીમાં બહુ કામ કરી ઓઢવા જાઉં હાલ,
ખાંહડાંને લાકડીઓ ખાઇ નીકરી જાયે ખાલ.

૭

ખીસાં ખાલી છે ભાઇ મવાલી છે,
મોઢે લાલી ગોરી કાલી કરણી સૌથી આલી છે.
ચાલ નીરાલી છે ભોલી ભાલી છે,
બોલી ચાલીને પતરાજી બધી ઠાલી છે.
કોઇ કહે છે જહાંબખશ ભાઇ ઘેલા છે,
કોઇ કહે છે જહાંબખશ ભાઇ અલબેલા છે,
કોઇ કહે છે જહાંબખશ ભાઇ ઘસેલા છે,
પણ સેવક ગુરૂને બોલાવનારા ચેલા છે.
ચોકડી ચંડાલ અમારી છે,
કોઇ ચોર અને કોઇ તો પાકકો જુગારી છે.
પણ ચાલ અમારી સારી છે,
જે છે જેવો તેને દેવ તેવી વાત જારી છે.

૮

કરમની કહાણીએ કુટયું ગલાહ
ગધેડા મુજી પાજી—
હાચા જીવ હેઠ હાજી—૪
મુંગોરે હીજા મોંઢે ના લાગં તારા હાથોને ભાગ
તારા હાથોમાં આગ, કીધો નાશ—
ઓ હેથ જરા હલધર લઇ આવો કોઇ ડાકટર
બોલાવો મને હાજો કરાવો થીયો લાહ—

૯

જોયો, તે શયતાન કે ઇનસાન હતો કોણ,
તેનો ભેદ મુજપર અયાં કર અય યજદાં !
ડરતો નથી શયતાનથી, ના ડરૂં દેવસ્તાનથી;
બલકે ના બીહવું યજદાનથી, થરથર કાંપું ઇન્સાનથી.

૧૦

પાપ સવાબના નામ જગતમાં જુઠાં, બસ જર પરવર ગણ,
નર્ક ને જન્નત અન્નત મન્નત ઢોંગીના દાવા.
કોઇ કરમ કર લુટથી ઘર ભર સાચાં સુન વચન શિખામણ,
જર વિન બાવા જગ કહે સમજો તે સાધુ બાવા.
માનો ભાઈ માનો આ અનુભવના બે બોલો.
કાંટો લઇ તોલો, દીલના દરવાજા ખોલો.
પૈસા ખુદાથી મેલવે જનનું ધામ છે.
પૈસાની થેલી તે હયાતી બખ્શ જામ છે;
પૈસા હશે તો હૈયે હામ જગમાં નામ છે.
પૈસા નહિ જો પાસ તો બસ રામ રામ છે.

૧૧

વાહ મુગું પ્રાણી એ બોલાવતું,
બને પોપટ બે પેગમાં, માંડે પટપટ,

પીઓ ચાર બેઠા પાર થાય નાર જાની એ.

માટીનું ચાર એ કરે છે ઇનસાન,
બેજાનને એજ બખશે છે જાન,
જીન્નતનું પાણી છે જીન્નોની જાની છે,
ઓલમમાં એ માની છે, એકજ લાસાની છે.—વાહ

૧૨

ચાંદા ચાંદ તારી શી રે વાત ચાંદો ભલે ઉગ્યોરે,
ઉગ્યો ઉગ્યો પાછલી પેહેલ્લી રાત મોતી કેરો જુમખો રે.
મારો જહાંબખશ સધાવીયો દરબાર ઘોડે બેસી આવશે રે,
તાંહાથી લાવશે મોતીનો હાર તે શીરીનબાઇ પેહેરશે રે.

૧૩

લછમી નાસીને ગઇ છે બાઇ દરીયાપાર,
મોટા નાહાના બધા થઇને બેઠા છે લાચાર;
જીત ગઇને થઇ છે હાર, ગલાંનો હાર,
રૂપાંબાઇ વીના જીવતર છે બેકાર,
શેઠના છાપરાપર છાઇ છે કરકી,
આખા હમારા દેસપર આયો કેવો કોપ.
કોન લઇ ગયું બધું ધોઇને ખડકી,
બોલીએ તો બધા કહે ચોપ ચોપ ચોપ.

૧૪

આલમના કવીઓની પાસે લખાવો,
વરતીની સારી તખતી બનાવો—આલમ૦
દરીયાનાં પાણીની શાહી બનાવો,
ખુદાની ખુબીને લખી ન શકાવો—આલમ૦
કાબેલ હુનરમંદ શુરવીર ગણાવો,
અજલ આવી લાગે કદી ન બચાવો—આલમ૦

૧૫

જો એ દોજખના કીડા, પાપી બેહયા ના સજા.
ઉતારૂ ઉંડા ગારમાં નર્કના તારી કરણીની ચાખ સજા.
તારા ખોદેલા ખાડામાં તુને દાટી નાખું હું,
માટી વારૂં હું, પાજી જોજે મજાહ—જો એ

૧૬

મારીયો છે હાત્ર હજારમાં બેડો છે પાર,
અકકલથી કામ જે કરે તમામ,
પહોંચે તે અંજામ બેડો થાય પાર.
ખુનબી કરીને મારીને મરાને
પૈસો સંઘરીને રાખવો લુત્ફ જહાનનો ચાખવો.
બુરાઇ ભલાઇ એ બધી વતો છે,
મતલબ સાંધવાનીજ વાતો છે.
પીઠ આપે જોઇ પવનને તે ખરો હુશીયાર.

૧૭

સયરકા ઇસ બાગે આલમમેં મજા કુછભી નહીં,
ખુશનમા હય ગુલ મગર બુએ વફા કુછભી નહીં.
ભોલી સુરત દેખકર દિલ દે દિયા મયને તુજે,
યે મેરી તકસીર હય તેરી ખતા કુછભી નહીં;
મોહની હય મહ હય જાદુ હય શોખી હય મગર,
શર્મ આંખો મેં તેરી એ બેહયા કુછભી નહીં.

આ પુસ્તક શા. ચુનીલાલ અમીચંદ ઝવેરીએ પોતાના
શ્રી નટવર પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું ઠેકાણું સેન્ડહર્સ્ટ રોડ,
સઘવીસદન, મુંબઇ અને મી. જહાંગીર આદરજી
માસ્તરે ધોબી તલાવ, પોસ્ટ ઓફીસની સામેથી
પ્રગટ કર્યું છે.

# સૌથી સુંદર ને સસ્તું

ફ્રેન્ચ, વેલાતી, ચીનાઇ, જાપાનીઝ, શેંગાંઇ રેશમી કાપડ

મધ્યમ બસ કામમાં, ગંજાવર ફેશન બજારમાં,
વાયદાસર કામમાં, **એકઝીબીશન** સ્ત્રીના શણગારમાં,
નોવેલ્ટી નામમાં, સાડીના વેપારમાં,
એચ. એન. જોશી છે. **ક્યાં જોશો?** એચ. એન. જોશી છે.

---

તેથીજ આજે દરેક બાનુને મોઢે

## એચ એન. જોશી

નું ફેશનેબલ, એમપોરીઅમ રમી રહ્યું છે.



એક અપ ટુ-ડેટ ફેશનની સુંદર આંખે ઉડી વળગે એવી સાડી એ સોસાયટી બાનુનું કીમતી ઝવેરાત છે.

# એચ. એન. જોશીની કું.

દુકાન નં. ૧૧. મંગળદાસ મારકેટ પહેલી ગલી.

તમારી વહુ દીકરીઓને
સર અવસરે સાડીઓ અપાવવા પહેલાં અમારી દુકાને જરૂર પધારજો



અમારે ત્યાં જે નોવેલટીઓ જોશો તે મુંબાઇની કોઇબી રેશમી કાપડની દુકાને નહીં જોશો તેની ખાત્રી રાખજો.

---

આજેજ પધારો હસ્તે મોઢે મનગમતા વાગા વસાવીને સીધારો
તમારાં ઉંચા ટેસ્ટની સોસાયટીમાં વખાણ થશે.